# કરબલાકી કહાની

**ઈમામ અબુ જાફર મુહમ્મદ બાકિર (રહ.) કી ઝબાની**

લેખક : મૌલાના અતાઉલ્લાહ હનીફ ભોજીયાની (રહ.)

અનુવાદ : મૌલાના શોએબ મેમન જુનાગઢી



# હમ હુસૈન (રઝી.) કી શહાદત કે દિન માતમ ક્યોં નહીં કરતે?

માજિદ બિન અબ્દુર્રહમાન અલ-કુરૈયાન




**ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર**

હોટલ નુરાની પાસે, ડાંડા બજાર, ભુજ - કચ્છ.

Mo. : 84017 86172 - www.iickutch.blogspot.in

# કરબલાકી કહાની

## ઈમામ અબુ જાફર મુહમ્મદ બાકિર (રહ.) કી ઝબાની

લેખક : મૌલાના અતાઉલ્લાહ હનીફ ભોજીયાની (રહ.)

અનુવાદ : મૌલાના શોએબ મેમન જુનાગઢી

હકીકતથી અજાણ રહી દર વરસે મુહર્રમ મહીનામાં હઝરત હુસૈન રઝિઅલ્લાહુ અન્હુની શહાદત અને કરબલાની રડાવનારી ઘટનાઓને બયાન કરી તકરીરો અને મેહફિલોમાં રંગ જમાવવામાં આવે છે. આવી તમામ ઘટનાઓ, કહાનીઓ ઐતિહાસિક દ્રષ્ટિએ અને પ્રમાણિકતાની કસોટીએ તદ્દન શંકાશીલ અને બનાવટી છે. કેમ કે, જે રાવી (બયાનકર્તા) દ્વારા આપણી તવારીખમાં આ કહાનીઓ પ્રચલિત થઈ છે તે એક વાર્તાકાર અબુ મિખનફ લૂત બિન યહયા (જેનું અવસાન હી. સન ૧૭૫ માં થયેલ છે) હતો. તે એક જુઠ્ઠો અને કટ્ટરપંથી શીયા હતો. તારીખની કિતાબો મીઝાનુલ એતેદાલ, લિસાનુલ મીઝાન, ઈસાબહ અલબિદાયહ વન્નિહાયહ વિગેરેમાં તેનું વર્ણન વાંચી શકાય છે.

આ વિષયે એટલું જ કહેવું યોગ્ય અને પૂરતું છે જેટલું હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુના પૌત્ર હઝરત અબુ જાફર મોહંમદ બાકિર રહમતુલ્લાહ (જેઓ હઝરત ઝૈનુલ આબિદીન રહમતુલ્લાહ ના પુત્ર હતા અને શિયા પંથ ઈસ્નાઅશરીના કહેવાતા એક માસુમ ઈમામ છે) ના કહ્યા મુજબ છે અને જે આઠમી સદીના મશહુર મુહદ્દિસ હાફિઝ ઈબ્નેહજર અસ્કલાની રહમતુલ્લાહની મશહુર કિતાબ તહઝીબુત્તહઝીબમાં લખાયેલ છે.

જો કે હઝરત બાકિર રહમતુલ્લાહ કરબલાની ઘટના વખતે હાજર ન હતા. પરંતુ એ તો જાહેર છે અને માની શકાય છે કે તેઓએ આ બધું તેમના વાલિદ (પિતા) ઈમામ ઝૈનુલ આબિદીન રહમતુલ્લાહથી સાંભળ્યું હશે. જેઓ કરબલાની ઘટનામાં આરંભથી લઈ અંત સુધી હાજર રહ્યા હતા અને તમામ ઘટના નજરે નિહાળી હતી.

ઘટનાની હકકીત, વાસ્તવિકતા સુધી રહેબરી કરવાના નેક હેતુએ આ સંબંધમાં હઝરત અબુ જાફર બાકિર (રહ.) ના મુખે નીકળેલા શબ્દોનું ભાષાંતર કરી પ્રસ્તુત કરીએ છીએ.

હઝરત અબુ જાફર બાકિર રહમતુલ્લાહની રિવાયત કરતા રાવી કહે છે કે, મેં મોહંમદ બિન અલી બિન હુસૈનથી અરજ કરી કે આપ મને હઝરતે હુસૈનના કતલની ઘટના એવી છટામાં સંભળાવો કે મને એમ લાગે કે જાણે હું ત્યાં જ હાજર હતો અને બધું મારી નજર સમક્ષ થયું.

ઉપરોક્ત સવાલના જવાબમાં હઝરત મુહંમદ બાકિર રહમતુલ્લાહએ ફરમાવ્યું કે અમીર મુઆવિયહ રઝીઅલ્લાહુ અન્હુના મૃત્યુ સમયે વલીદ બિન ઉત્બહ બિન અબુ સુફિયાન (મુઆવિયહ રઝીઅલ્લાહુ અન્હુનો ભત્રીજો અને યઝીદનો પિત્રાઇ ભાઇ) મદીનહનો ગવર્નર હતો. વલીદે કાયદાકિય રીતે હઝરતે હુસૈન રઝીઅલ્લાહુ અન્હુને સંદેશ મોકલ્યું કે, નવા વરાયેલા અમીર (પ્રમુખ) યઝીદ માટે બૈઅત લઇ લો (તેને અમીર તરીકે માન્યતા આપો) તેના જવાબમાં હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુએ કહ્યું કે, મને વિચારવાનો સમય આપો અને આ વિષયે નરમીથી કામ લો. વલીદે હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુને વિચારવાની તક આપી અને તક મળતા હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ મક્કા ચાલ્યા ગયા.

આ સમય દરમિયાન કુફાવાસીઓને જ્યારે જાણ થઇ કે, હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ તો મક્કા પહોંચી ગયા છે તો તેઓએ પોતાનો કાસિદ (દૂત) હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુની સેવામાં મક્કા મોકલ્યો અને રજૂઆત કરી કે, તમે કૂફા પધારો અમે તમારી સાથે છીએ અને યઝીદની બૈઅતથી અલગ થઇ ગયા છીએ. અમોએ કૂફાના ગર્વનર પાછળ નમાઝ પઢવી પણ છોડી દીધી છે. તે વખતે નોમાન બિનબશીર અન્સારી રઝીઅલ્લાહુ અન્હુ યઝીદ તરફથી કૂફાના ગર્વનર હતા.

જ્યારે કૂફાવાસીઓ તરફથી એવી રજૂઆતો મળી તો હઝરત ઇમામ હુસૈન રઝીઅલ્લાહુ અન્હુએ પોતાના પિત્રાઇ ભાઇ હઝરત મુસ્લિમ બિન અકીલ રહમતુલ્લાહને (જાતમાહિતી મેળવવા માટે) કૂફા મોકલવાની યોજના કરી. જેથી તેઓ કૂફા જઇ ત્યાંની વર્તમાન પરિસ્થિતિનો અભ્યાસ કરે. અને જો કૂફાવાસીઓની વાત સાચી હોય તો હઝરત હુસૈન પણ કૂફા પહોંચી જાય.

**હઝરત મુસ્લિમ કૂફા તરફ :**

આયોજન મુજબ હઝરત મુસ્લિમ મક્કા જતા પહેલા મદીનહ ગયા. અને ત્યાંથી રસ્તાની રેહબરી કરવા માટે બે માણસોને સાથે લઇ કૂફા રવાના થયા. રસ્તામાં એક એવો મેદાન આવ્યો જ્યાં પાણીની તરસથી પરેશાન થઇ ગયા. અને એજ જગ્યાએ એક રેહબરનું મૃત્યુ થઇ ગયું. આ જગ્યાએ હઝરત મુસ્લિમે એક કાગળ લખી કૂફા ન જવાની હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુને અરજ કરી. પરંતુ હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુએ સ્વીકારી નહીં અને હઝરત મુસ્લિમને કૂફા તરફ આગળ વધવાની તાકીદ કરી. તેઓ કૂફા તરફ ચાલી નીકળ્યા. ત્યાં પહોંચી એક માણસના ઘરે રોકાયા, જેનું નામ ઔસજહ હતું. જ્યારે કૂફાવાસીઓને હઝરત

મુસ્લિમના આગમનની જાણ થઇ, તો તેઓ છૂપી રીતે હઝરત મુસ્લિમ પાસે પહોંચ્યા અને હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ માટે બૈઅત (આધિનતા) કરવા લાગ્યા. આ તબક્કામાં આશરે ૧૨૦૦૦ માણસોએ બૈઅત કરી. આ બૈઅત દરમિયાન યઝીદના વિશ્વાસુ ઉબૈદુલ્લાહ બિન મુસ્લિમ બિન શુઅબહ હઝરમીને આ વાતની જાણ થઇ. અને તે કૂફાના ગવર્નર નોમાન બિન બશીર પાસે જઇ તેમને તમામ પ્રવૃતિની જાણ કરી અને ચાનક ચઢાવવા માટે ગવર્નરને કહ્યું કે, કાં તો તમે કમઝોર છો અથવા કુફાવાસીઓ તમને કમઝોર સમજે છે. શું તમે જોતા નથી કે, શહેરની વર્તમાન પરિસ્થિતિ ગંભીર બની રહી છે ? હઝરત નોમાન રઝીઅલ્લાહુ અન્હુએ કહ્યું કે, અલ્લાહની ફરમાબરદારીમાં મને એવી કમજોરી તાકત અને શકિત કરતાં વધારે પસંદ છે, કે જે તાકત અને શકિત અલ્લાહની નાફરમાની કરવામાં વપરાતી હોય. જે મામલા ઉપર અલ્લાહ પડદો નાખી દે તે મામલાને હું અમસ્તો જાહેર કરવા માંગતો નથી. આ જવાબ મળ્યા પછી ઉબૈદુલ્લાહે તમામ કાર્યવાહી યઝીદને લખી મોકલી. આ વિશે યઝીદે તેના આઝાદ કરેલ ગુલામ સર્હુન પાસે સલાહ લીધી. સર્હુને સલાહ આપતા કહ્યું કે જો આપના પિતા હયાત હોત અને આપને સલાહ આપે તો આપ તેને રાખો કે નહી ? યઝીદે જવાબ આપ્યું જરૂર કબૂલ કરી લેત. સર્હુને કહ્યું તો (સાંભળો) મારી તો સલાહ એ છે કે, ઉબૈદુલ્લાહ બિન ઝિયાદને કૂફાનો ગર્વનર બનાવી દો. તેના સિવાય કોઇ બીજો કૂફાની ગવર્નરીને લાયક નથી. અહી પરિસ્થિતિ એ હતી કે, યઝીદ ઉબૈદુલ્લાહથી સખત નારાઝ હતો. અને તેને બસરાના ગવર્નર પદેથી પણ દૂર કરવા વિચારતો હતો પરંતુ સર્હુનની સલાહને માન્ય રાખી બસરાના ગર્વનરની સાથે કૂફાના ગવર્નર પદે પણ નિયુકિત કરી. અને લખ્યું કે, જો તમને કૂફા પહોંચી મુસ્લિમ બિન અકીલ મળી જાય તો તેને કતલ કરી નાખો.

**ઈબ્નેઝિયાદ કૂફામાં અને ભેદનું ખૂલી જવું :**

ઉપરોકત હુકમથી ઉબૈદુલ્લાહ બસરાના અમુક માથાભારે લોકો સાથે એવી હાલતમાં કૂફા પહોંચ્યો કે તેણે ચહેરો ઉપર નકાબ પહેરી રાખી હતી. જેથી તેને કોઇ ઓળખી ન શકે. તે કૂફાવાસીઓની જે મજલિસ પાસેથી પસાર થતો, તેમને સલામ કરતો અને લોકો તેને હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ સમજી વઅલૈક સ્સલામ યા ઈબ્ન રસૂલિલ્લાહ કહી જવાબ આપતા. એવી જ રીતે સલામ કરતો કરતો છેક શાહી મહેલ સુધી પહોંચી ગયો. શાહી મહેલમાં પહોંચી એક ગુલામને ત્રણ હજાર દિર્હમ આપી કહ્યું કે, તમે તે માણસનો પત્તો લગાવો જે કૂફાવાસીઓથી બૈઅત લઇ રહ્યો છે. પરંતુ એ તકેદારી રાખજો કે તમે પોતાને

હિમ્સના રહેવાસી તરીકે ઓળખાવજો અને કહેજો કે હું બૈઅત કરવા માટે આવ્યો છું અને આ રકમ ૩૦૦૦ દીનાર પણ ભેટ આપવા માગું છું જેથી આપ મીશન પાર પાડવા માટે ઉપયોગ કરી શકો.

તેણે (ગુલામે) એમ જ કર્યું અને ચાલાકીપૂર્વક જે બૈઅત લેવાનો આયોજન કરી રહ્યો હતો તેને પોતાના આવવાની અને સહાયની રકમ બાબત બધી જ વાત કહી નાખી. બૈઅત લેનાર આયોજકે કહ્યું કે મને એ ઘણી જ ખુશી થઇ કે તમને હિદાયતોનો માર્ગ નસીબ થઇ ગયો. પરંતુ એ વાતનું દુઃખ છે કે અમારો મિશન હજૂ મજબૂત થયો નથી અને ત્યારબાદ તે ગુલામને મુસ્લિમ બિન અકીલ પાસે લઈ ગયો. હઝરત મુસ્લિમ બિન અકીલે તેની બૈઅત લઇ અને રકમ પણ સ્વીકારી લીધી.

ગુલામ મુસ્લિમ બિન અકીલ રહમતુલ્લાહ પાસેથી નીકળી સીધો ઉબૈદુલ્લાહ બિન ઝિયાદ પાસે પહોંચ્યો અને સંપૂર્ણ વિગત કહી સંભળાવી.

અહીં હઝરત મુસ્લિમ રહમતુલ્લાહ કૂફા આવ્યા પછી ઓસજહનો ઘર મૂકી હાનિ બિન ઉરવહના મકાને બિરાજ્યા અન હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુને લખ્યું કે અહીં કૂફામાં ૧૨૦૦૦ લોકોએ બૈઅત કરી લીધી છે. આપ કૂફામાં પધારો.

હવે બન્યું એવું કે, મુસ્લિમ બિન અકીલ વિશે ઉબૈદુલ્લાહને જાણ થઈ કે, તેઓએ હાનીના ઘરે મુકામ કર્યો છે તો તેણે કુફાના મુખ્ય માણસોને કહ્યું કે, શું વાત છે હાની મારે ત્યાં નથી આવતા ? આ વાત સાંભળી હાજર લોકોમાંથી મુહંમદ બિન અશઅસ અમૂક માણસોને લઇ હાનીને બોલાવવા તેમની પાસે ગયો, ત્યારે હાની તેમને ઘરના દરવાજા પાસે જ મળી ગયા. અશઅસે કહ્યું કે, ગવર્નર સાહેબ તમને યાદ ફરમાવે છે અને અત્યાર સુધી આપ તેમને મળ્યા નથી તેની નોંધ લીધી છે, માટે આપને મુલાકાત લેવી જોઈએ. તેમની ભારપૂર્વક વાતથી હાની તેમની સાથે દરબારમાં ઉબૈદુલ્લાહ પાસે પહોંચ્યા. સંજોગે કાઝી શુરૈહ પણ ઉબૈદુલ્લાહ પાસે હાજર હતા. ઉબૈદુલ્લાહે કાઝીને સંબોધીને કહ્યું જુઓ હાનીની ચાલ ખોટી લાગે છે. જયારે હાની ઉબૈદુલ્લાહ પાસે પહોંચ્યા તો તેણે તેમને પૂછ્યું કે, મુસ્લિમ બિન અકીલ કયાં છે ? હાનીએ કહ્યું મને ખબર નથી. આ સાંભળી ઉબૈદુલ્લાહે ૩૦૦૦ દિર્હમ આપેલા ગુલામને બોલાવી ખડો કરી દીધો. જેને જોઇ હાની તદન લાજવાબ થઇ ગયા. અલબત એટલું ઝરૂર કહ્યું કે, મેં તેઓને બોલાવ્યા નથી. તેઓ પોતે મારા ઘરે આવ્યા છે. ઇબ્ને ઝિયાદે કહ્યું કે, ઠીક છે તો તેમને હાજર કરો ! થોડીક આનાકાની કરી તો ઇબ્ને ઝિયાદે પોતાની નજીક બોલાવી જોરથી લાકડીનો પ્રહાર કર્યો જેનાથી તેમની આંખનો ભવો ફાટી ગયો. તેના જવાબમાં હાનીએ એક સિપાહીની તલવાર લઇ ઉબૈદુલ્લાહ ઉપર હુમલો કરવાનો પ્રયત્ન

કર્યો પણ સફળતા ન મળી. જેના લીધે ઉબૈદુલ્લાહે કહ્યું કે, હવે તમારો ખૂન હલાલ થઇ ગયો. અને મહેલના એકભાગમાં તેમને કૈદ કરી દીધો.

આ ઘટનાની જાણ હાની કબીલાના લોકોને થઇ તો તેઓએ મહેલ ઉપર હલ્લો બોલાવી દીધો. ઉબૈદુલ્લાહે ઘોંઘાટ સાંભળી પૂછ્યું કે, આ શું છે ? જવાબ મળ્યુ કે હાનીના કબીલાવાસીઓ હાનીને છોડાવવા માટે ચઢી આવ્યા છે. તેણે કાઝી શુરૈહ દ્વારા કબીલાના લોકોને કહેણ મોકલ્યું કે, મુસ્લિમ બિન અકીલનો પત્તો મેળવવા તેમજ અમુક વાતોની છણાવટ કરવાના હેતુએ હાનીને રોકી રાખેલ છે કોઇ ખતરો નથી. પરંતુ સાથોસાથ એક ગુલામને પણ કાઝી શુરૈહ સાથે મોકલ્યું જેથી જણાઇ આવે કે, કાઝી શુરૈહ લોકોમાં જઇ શું કહે છે.

કાઝી શુરૈહ તે લોકોની તરફ જઇ રહ્યા હતા ત્યારે તેઓ હાની પાસેથી પસાર થયા તો હાનીએ કહ્યું કે, કાઝી સાહેબ ! મારી બાબતે અલ્લાહથી ડરજો. ઇબ્ને ઝિયાદ મને મારી નાખવા માગે છે. તેમ છતાં કાઝી શુરૈહ ટોળા વચ્ચે જઇને ઇબ્નેઝિયાદની વાત કહી સંભળાવી. જેના લીધે ટોળાને સંતોષ થઇ ગયો કે હાનીને કોઇ ખતરો નથી.

હઝરત મુસ્લિમ રહમતુલ્લાહને જયારે ધમાલની જાણ થઇ ત્યારે તેઓએ પોતાના માધ્યમ દ્વારા કૂફામાં એલાન કરાવ્યું એલાન સાંભળતા ૪૦૦૦૦ લોકો તેમની પાસે જમા થઇ ગયા જેમને તેઓએ કાયદેસર એક ફૌજી ટૂકડીનો રૂપ આપી દીધું. ખુદ હઝરત મુસ્લિમ વચ્ચે રહ્યા અને એવી રીતે ૪૦૦૦૦ નો લશ્કર મહેલ તરફ રવાના થયો.

ઉબૈદુલ્લાહને જયારે તેની જાણ થઇ તો તેણે કૂફાના મુખ્ય માણસોને મહેલમાં બોલાવ્યા. જયારે લશ્કર મહેલ પાસે પહોચ્યું ત્યારે કૂફાના સરદારોએ પોતપોતાના કબીલાના માણસોને દિવાલ ઉપરથી સમજાવવાનું શરૂ કર્યું. એવી રીતે ધીરે ધીરે મુસ્લિમ રહમતુલ્લાહની ફૌજના માણસો ખસકવા માંડયા અને સાંજ સુધી મૂસ્લિમ બિન અકીલ સાથે ફકત ૫૦૦ માણસો રહ્યા. ત્યાં સુધી કે રાત્રિનો અંધકાર છવાઇ જતા એ ૫૦૦ માણસો પણ ચાલ્યા ગયા.

જયારે મુસ્લિમ બિન અકીલે જોયું કે તેઓ એકલા જ રહી ગયા છે ત્યારે તેઓ પણ ત્યાંથી ચાલી નીકળ્યા રસ્તામાં એક મકાનના દરવાજા પાસે પહોંચ્યા ઘરમાંથી એક સ્ત્રી બહાર આવી મુસ્લિમ બિન અકીલે તેની પાસે પાણી માંગ્યું. તેણે પાણી તો પાયું પરંતુ પાછી ઘરમાં ચાલી ગઇ. થોડીવાર પછી ફરી વખત બહાર આવી અને કહ્યું કે, હે અલ્લાહના બંદા ! તમારૂં અહીં ઘરના દરવાજે બેસવું શંકાશીલ છે. તમે અહીંથી ચાલ્યા જાવ. ત્યારે તેઓએ કહ્યું કે, હું મુસ્લિમ બિન અકીલ છું શું તમે મને આશરો આપશો ? તેણીએ હા કહ્યું. હઝરત ઘરમાં ગયા

પણ અલ્લાહનું કરવું એવું બન્યું કે, તે સ્ત્રીનો પુત્ર મુહંમદ બિન અશઅસનો આઝાદ કરેલ ગુલામ હતો જયારે તેને જાણ થઈ કે, આગંતુક મુસ્લિમ બિન અકીલ છે, તો તેણે મુહંમદ બિન અશઅસને જાણ કરી. તેણે તુરંત જ ઉબૈદુલ્લાહ બિન ઝિયાદને ખબર આપી જેથી ઇબ્ને ઝિયાદે તેની સાથે જ પોલીસ રવાના કરી મુસ્લિમ બિન અકીલની ધરપકડ કરવાનો હુકમ આપ્યો. પોલીસે મકાનને કોર્ડન કરી ઘેરી લીધું. જયારે હઝરત મુસ્લિમને તેની ખબર પણ પડી નહીં. જયારે હઝરત મુસ્લિમે પોતાને ઘેરાયેલો જોયો, તો ખુલ્લી તલવાર સાથે ધસી આવ્યા અને પોલીસનો સામનો કરવાનો નિર્ધાર કર્યો. પરંતુ ઇબ્ને અશઅસે તેમને રોકયો અને કહ્યું કે હું જવાબદારી લઉં છું કે તમે સુરક્ષિત રહેશો. પછી તેઓ તેમને પકડી ઇબ્ને ઝિયાદ પાસે લઇ ગયા. પછી ઇબ્ને ઝિયાદના હુકમથી શાહીમહેલની છત ઉપર મુસ્લિમ બિન અકીલને લઇ જઇ કતલ કરી નાખવામાં આવ્યું. (ઇન્નાલિલ્લાહિ વ ઇન્ના ઇલ્યહી રાજીઉન) અને તેમની લાશ બજારમાં લોકોની સામે ફેંકી દેવામાં આવી. તેમજ તેના જ હુકમથી હાનીને પણ કચરાની જગ્યા સુધી ઢસડીને લઇ જઇ ફાંસી આપવામાં આવી.

**હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુની કૂફા તરફ રવાનગી :**

અહીં કૂફામાં એટલું બધું થઇ ગયું અને ત્યાં મુસ્લિમ બિન અકીલ હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ ને પત્ર લખી ચૂકયા હતા, કે બાર હજાર કૂફાવાસીઓએ બૈઅત કરી લીધી છે. જેથી હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ જેમ બને તેમ જલ્દી આવી જાય. જેથી પત્રના અનુસંધાને હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ કૂફા જવા રવાના થયા. જયારે તેઓ કાદસીયહ (શહેર) થી માત્ર ૩ માઇલ દૂર હતા ત્યારે હુર બિન યઝીદ તમીમી હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુના કાફલાને મળ્યા. તેણે પૂછ્યું કે, આપ કયાં જઇ રહ્યા છો ? હઝરત હુસૈને જવાબ આપ્યો, કૂફા ! તેણે કહ્યું ત્યાં તો ભલાઇની કોઇ આશા નથી, આપને અહીંથી જ પાછું વળી જવું જોઇએ. પછી કૂફાની બેવફાઇ અને હઝરત મુસ્લિમ બિન અકીલ રહમતુલ્લાહને કતલ કરી દીધાની તમામ ઘટના સંભળાવી.

આખી ઘટના સાંભળી હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુએ પાછા વળી જવાનો ઇરાદો તો કર્યો પરંતુ મુસ્લિમના ભાઇઓએ પાછા વળી જવાથી ઇન્કાર કર્યો અને કહ્યું અમે મુસ્લિમ રહમતુલ્લાહનો બદલો લેશું અથવા તો મૃત્યુ વહોરી લેશું. હઝરત હુસૈને આ સાંભળી કહ્યું કે, તમારા વગર હું જીવીને શું કરીશ ? એવી રીતે બધા કૂફા તરફ રવાના થયા. જયારે તેમને ઇબ્ને ઝિયાદની ફોજનો ભાગ નજર આવ્યો તો હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુએ કર્બલા તરફ કૂચ કરી અને ત્યાં જઇ

એવી જગ્યાએ મુકામ કર્યો જ્યાં એક તરફથી લડાઇ થઇ શકતી હતી. અહીં તંબુઓ તાણવામાં આવ્યા તે વખતે હઝરત હુસૈનની સાથે ૪૫ સવારીઓ સાથેનો કાફલો અને ૧૦૦ જેટલા પગપાળા લોકો સાથે હતા. આ સમયે ઉબૈદુલ્લાહ અમ્ર બિન સઅદ જે ગવર્નર હતો તેમને બોલાવ્યું અને કહ્યું કે, આ વ્યકિત એટલે હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુની બાબત મારી મદદ કરો. તેણે કહ્યું કે, આ મામલામાં મને તો માફ કરશો પરંતુ ઇબ્ને ઝિયાદ માન્યો નહીં. જેથી અમ્ર બિન સઅદે કહ્યું કે મને એક રાત્રિ વિચારવાની તક આપો. ઇબ્ને ઝિયાદે કહ્યું ઠીક છે વિચારી લો. ઇબ્ને સઅદે આખી રાત વિચાર કરી ઇબ્ને ઝિયાદને મદદ કરવાની તૈયારી દર્શાવી.

હવે અમ્ર બિન સઅદ હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુની સેવામાં હાજર થયો. હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુએ તેમની સમક્ષ ત્રણ મુદ્દાઓ રાખ્યા.

**૧) મને કોઈપણ ઈસ્લામી સરહદ ઉપર નીકળી જવા દો.**

**૨) અથવા મને અવસર આપો કે હું જાતે યઝીદ પાસે પહોંચી જાઉં.**

**૩) અથવા જ્યાંથી આવ્યો છું ત્યાં પાછો ચાલ્યો જાઉં.**

ઈબ્ને સઅદે પોતે આ રજૂઆતો માન્ય રાખી અને ઇબ્ને ઝિયાદને લખી મોકલી. તેના જવાબમાં ઇબ્ને ઝિયાદે જવાબ લખ્યું કે, અમને આ શરતો મંજૂર નથી. હવે તો એક જ વાત થઇ શકે છે અને તે એ કે હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ યઝીદ માટે મારા હાથ ઉપર બૈઅત કરી લે.

ઈબ્ને સઅદે આ વાત હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ સુધી પહોંચાડી. હઝરત હુસૈને કહ્યું કે, એવું ન થઇ શકે અને આ જ વાત ઉપર સામસામી લડાઈઓ થઇ અને હઝરત હુસૈનના બધા સાથીઓને જોરજુલમથી શહીદ કરી નાખવામાં આવ્યા. જેમાં દશથી વધુ જવાનો તેમના ઘરના જ હતા. અને આ લડાઇ દરમિયાન એક તીર આવ્યુ જે હઝરત હુસૈનના નાના બાળકને વાગ્યું જે હઝરત હુસૈનના ખોળામાં હતું. હઝરત હુસૈન તેનું લોહી સાફ કરતા જતા હતા અને કહી રહ્યા હતા કે, હે અલ્લાહ તું અમારા અને એવા લોકોના વિષયમાં ફેસલો કરી દે કે જેઓએ પહેલા અમને એમ કહીને બોલાવ્યું કે, અમો આપની મદદ કરીશું અને હવે એજ લોકો અમને કતલ કરી રહ્યા છે. ત્યારબાદ હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ એ તલવાર હાથમાં ઉપાડી અને મર્દ યોદ્ધાની માફક મુકાબલો કર્યો. અને લડતાં લડતાં શહીદ થઇ ગયા. (ઈન્નલિલ્લાહી વ ઈન્ન ઈલૈહી રાજીઉન)

જે વ્યકિતના હાથે હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુ શહીદ થયા તે મુઝહજ કબીલાનો માણસ હતો (આ વિષયે ઈતિહાસમાં મતભેદો છે) મુઝહજ હાનીના તે જ કબીલાનું નામ છે જેમણે શાહીમહેલ ઉપર ચઢાઈ કરી હતી. આ

માણસે હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુનું માથું કાપી શરીરથી જુદો કરી ઈબ્ને ઝિયાદ પાસે લઈ ગયો. તેણે એ જ માણસને હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુનું માથુ આપી યઝીદ પાસે મોકલી આપ્યું. તેણે યઝીદની સામે માથું રાખ્યું.

બીજી તરફ ઈબ્ને સઅદ પણ હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુના ઘરવાળાઓને લઈને ઈબ્ને ઝિયાદ પાસે પહોંચી ગયો. આ લોકોમાં એક જ બાળક બચી ગયો હતો અને આજ બાળક ઝૈનુલ આબિદીન રહમતુલ્લાહ અલયહિ હતા. જે આ રિવાયતના રાવી અબુજાફર અલ બાકિરના વાલિદ (પિતા) હતા. તેઓ મહિલાઓની સાથે હતા અને બીમાર હતા.

ઈબ્ને ઝિયાદે હુકમ કર્યો કે આ બાળકને પણ કતલ કરી નાખો. આ સાંભળી તેની ફઈ ઝૈનબ બિન્તે અલી રઝીઅલ્લાહુ અન્હા બાળક ઉપર ઢળી પડી અને કહ્યું જયાં સુધી હું કતલ ન થઈ જાઉં ત્યાં સુધી આ બાળકને કતલ નહીં થવા દઉં. આ પરિસ્થિતિને જોતા ઈબ્ને ઝિયાદે પોતાને હુકમ પાછો ખેંચ્યો અને બધાં જંગી કેદીઓને યઝીદની પાસે મોકલી દીધા.

જયારે હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુનો બચી ગયેલો આ પરિવાર યઝીદના દરબારમાં પહોંચ્યો, તો કાયદા મુજબ અમુક દરબારીઓએ યઝીદને વિજયની સલામી આપી તેમાંથી એક માણસે એટલી હિમત કરી નાખી અને એક મહિલા તરફ ઈશારો કરી કહેવા લાગ્યો કે, આ છોકરી મને આપી દો. આ સાંભળી હઝરત ઝૈનબ બિન્તે અલી રઝીઅલ્લાહુ અન્હાએ કહ્યું કે, ખુદાની કસમ આવું થઈ જ ન શકે અને એવું ત્યારે જ શકય બનશે જયારે યઝીદ અલ્લાહના દીનમાંથી નીકળી જાય. તે માણસે ફરી રજૂઆત કરી તો યઝીદે તેને ધમકાવ્યો અને આ પરિવારને મહેલસરામાં મોકલી આપ્યો. અને તેમને તૈયાર કરાવી મદીના રવાના કરાવ્યું.

જયારે આ પરિવાર મદીના પહોંચ્યું તો અબ્દુલ મુત્તલિબના ખાનદાનની એક સ્ત્રી માથું પછાડતી અને રડતી રડતી તેમને મળવા આવી અને તેના મુખેથી દુઃખ વ્યકત કરતા શેર (શાયરી) બોલી રહી હતી.

અબુજાફર બાકિર રહમતુલ્લાહનો બયાન અહીં પુરૂં થાય છે.

હાફિઝ ઈબ્ને હઝર રહમતુલ્લાહ ઈસાબહ પા.નં. ૧૭ ભાગ-ર માં હઝરત હુસૈન રઝીઅલ્લાહુ અન્હુના વિષયમાં આ રિવાયત વર્ણન કર્યા પછી લખે છે કે, અમુક ઈતિહાસકારોએ હુસૈન રઝીઅલ્લાહુ અન્હુના કતલ વિશે સ્થાયી રૂપે કિતાબો લખી છે. જેમા લીલું, સુકું, ખરૂં, ખોટું, બધુ લખી ભર્યું છે. આ સંબંધી મેં આ ઘટના લખી છે તે જ પૂરતી છે. (સૌજન્ય : નિદા-એ-હક, જંબુસર)

# હમ હુસૈન (રઝી.) કી શહાદત કે દિન માતમ ક્યોં નહીં કરતે ?

માજિદ બિન અબ્દુર્રહમાન અલ-કુરૈયાન

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

હર પ્રકાર કી હમ્દ વ સના (પ્રશંસા ઔર ગુણગાન) કેવલ અલ્લાહ કે લિએ યોગ્ય હૈ, હમ ઉસી કી પ્રશંસા કરતે હૈં, ઉસી સે મદદ માંગતે ઔર ઉસી સે ક્ષમા યાચના કરતે હૈં, તથા હમ અપને નફ્સ કી બુરાઇ ઔર અપને બુરે કામોં સે અલ્લાહ કી પનાહ મેં આતે હૈં, જિસે અલ્લાહ તઆલા હિદાયત પ્રદાન કર દે ઉસે કોઇ પથભ્રષ્ટ (ગુમરાહ) કરને વાલા નહીં, ઔર જિસે ગુમરાહ કર દે ઉસે કોઇ હિદાયત દેને વાલા નહીં, હમ્દ વ સના કે બાદ :

હમ અલ્લાહ કે મહીને મુહર્રમ મેં પ્રવેશ કરતે હુએ, અલ્લાહ કે દિનોં મેં સે એક ઐસે દિન કા અભિનંદન કરતે હૈં, જિસકે બારે મેં લોગોં ને મતભેદ કિયા હૈ, ઔર વહ મુહર્રમ કે મહીને કા દસવાં દિન હૈ, ઈસકે અંદર દો પ્રભવાશાલી ઘટનાએેં ઘટીં  હૈં જિનકે કારણ લોગોં ને ઈસ દિન કે કાર્યો કે બારે મેં મતભેદ કિયા હૈ :

**પહેલી ઘટના :** મૂસા અલૈહિસ્સલામ ઔર ઉનકી કૌમ કી મુકિત, તથા ફિરઔન ઔર ઉસકી સેના કા વિનાશ.

બુખારી ઔર મુસ્લિમને અપની સહીહ મેં ઇબ્ને અબ્બાસ રઝિઅલ્લાહુ અન્હુ સે રિવાયત કિયા હૈ ઔર શબ્દ મુસ્લિમ કે હૈં કિ અલ્લાહ કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મદીના તશરીફ લાએ તો આપ ને યહૂદ કો આશૂરા કે દિન રોઝા રખતે હુએ પાયા, તો ઉનસે અલ્લાહ કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કહા, 'યહ કૌન સા દિન હૈ જિસકા તુમ લોગ રોઝા રખતે હો ?'' તો ઉન્હોં ને કહા યહ એક ઐસા દિન હૈ જિસમેં અલ્લાહ ને મૂસા ઔર ઉનકી કૌમ કો મુકિત પ્રદાન કી ઔર ફિરઔન ઔર ઉસકી કૌમ કો પાની મેં ડિબો દિયા, ઈસપર મૂસા અલૈહિસ્સલામ ને શુક્ર કે તૌર પર રોઝા રખા, અતઃ હમ ભી રોઝા રખતે હૈં, તો અલ્લાહ કે પૈગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાયા, ''હમ મૂસા કે તુમ સે અધિક હકદાર ઔર યોગ્ય હૈં.'' ચુનાંચે અલ્લાહ કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સ્વયં રોઝા રખા ઔર ઉસકે રોઝા રખને કા આદેશ દિયા.'' (બુખારી ૨/૭૦૪, હદીષ નં. ૧૯૦૦, મુસ્લિમ ૨/૭૯૬, હદીષ નં. ૧૧૩૦)

**દુસરી ઘટના :** નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કે નવાસે હુસૈન બિન અલી બિન અબી તાલિબ રઝિઅલ્લાહુ અન્હુ કી શહાદત, યહ ઘટના જુમા કે દિન સન ૬૧ હિજરી મેં કર્બલા કી ધરતી પર ઘટી, ઉસ સમય ઉનકી આયુ ૫૮ વર્ષ થી. (અલ-બિદાયા વન્નિહાયા ૧૧/૫૬૯) યહ ઉમ્મત પર ભારી મુસીબતોં મેં સે થા, ઇબ્ને તૈમિય્યા રહિમહુલ્લાહ કહતે હૈં, "આપ રજિયલ્લાહુ અન્હુ કી હત્યા ભારી આપદાઓં મેં સે થી, ક્યોંકિ હુસૈન રઝિયલ્લાહુ અન્હુ ઔર ઉનસે પહલે ઉસમાન રઝિયલ્લાહુ અન્હુ કી હત્યા ઇસ ઉમ્મત મેં ફિત્નોં કે સબસે બડે કારણોં મેં સે થે, ઔર ઉન દોનોં કે હત્યારે અલ્લાહ કે નિકટ સબસે દુષ્ટ લોગોં મેં સે હૈં." (મજમૂઉલ ફતાવા ૩/૪૧૧)

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ને મૂસા અલૈહિસ્સલામ કે નજાત ઔર ફિરઔન કે વિનાશ પર અલ્લાહ કે પ્રતિ આભાર પ્રકટ કરને કે તૌર પર, ઇસ દિન રોઝા રખને કા નિર્દેશ દિયા હૈ. ઉસકે રોઝે કા હુસૈન રઝિયલ્લાહુ અન્હુ કી શહાદત સે કોઇ સંબંધ નહીં હૈ.

ઇસ દિન કે બારે મેં બહુત સે આસાર વર્ણિત હૈં, કિન્તુ ઉસકી વ્યાવહારિક વિશેષતા રોઝે કે અન્દર સીમિત હૈ, ઔર ઇસ બારે મેં યહ મધ્યસ્થ વ્યાવહાર હૈ. (મજમૂઉલ ફતાવા ૩/૪૧૧)

**આશૂરા કે દિન કે વિષય મેં દો ફિર્કે (દલ) પથ-ભ્રષ્ટ હો ગએ :**

**પહલા દલ :** નાસિબિયોં કા હૈ, યે લોગ આશૂરા કે દિન ખુશ હોતે હૈં ઔર જશ્ન મનાતે હૈં, ઔર અહલે સુન્નત મેં સે ઉન લોગોં ને ગલતી કી હૈ જિન્હોં ને સ્નાન કરને, સુર્મા લગાને ઔર ખિઝાબ લગાને આદિ કે બારે મેં મનગડત હદીસેં રિવાયત કી હૈં યા ઉનકે લિએ રિવાયત કી ગઇ હૈં, જો ખુશી ઔર હર્ષ વ ઉલ્લાસ કે રૂપોં મેં સે સમઝે જાતે હૈં, ઇસકે દ્વારા વે ઉન લોગોં કે પ્રતીકોં કા વિરોધ કરતે હૈં જો ઇસે માતમ કા દિન બનાતે હૈં. ઇસ તરહ ઉન્હોં ને એક બાતિલ, અસત્ય ચીઝ કા વિરોધ એક બાતિલ ચીઝ કે દ્વારા કિયા હૈ, ઔર એક બિદઅત કા ખંડન એક દૂસરી બિદઅત સે કિયા હૈ, જૈસાકિ શૈખુલ ઇસ્લામ ઇબ્ને તૈમિય્યા રહિમહુલ્લાહને ઇસે સ્પષ્ટ રૂપ સે ઉલ્લેખ કિયા હૈ. (અલ-ફતાવા ૪/૫૧૩)

**દુસરા દલ :** શિયા લોગો કે કુછ સમૂહ હૈં, યે લોગ ઉસે માતમ (શોક) કા અવસર માનતે હૈં જિસમેં ગાલ પીટતે હૈં, ગરીબાન ફાડતે હૈં, ઔર જાહિલિયત કે સમય કાલ કી તરહ બાતેં કરતે હૈં. ઉનકા મામલા યહાં તક પહુંચ જાતા હૈ કિ વે અપને

આપકો સખ્ત માર મારતે હૈં, બલ્કિ કુછ લોગ તલવાર આદિ સે અપને સિર કો ઘાયલ કર લેતે હૈં યહાં તક કિ ઉનકે ખૂન બહને લગતે હૈં. ઉનકા દાવા યહ હોતા હૈ કિ વે ઐસા હુસૈન રઝિયલ્લાહુ અન્હુ કે ઉપર શોક વ ગમ પ્રકટ કરતે હુએ કરતે હૈં, ઔર યહ કિ વે લોગ ઉનસે પ્યાર કરને વાલે ઉનકે શ્રદ્ધાવાન હૈં, ઔર સેટેલાઇટ ચૈનલસ ઉસે ઇસ તરહ પ્રસારીત કરતે હૈં કિ ગોયા યહી લોગ આલ બૈત સે પ્યાર કરને વાલે હૈં, ઔર દૂસરે લોગ જો ઇનકી તરહ કામ નહીં કરતે હૈં, વ આલ બૈત સે મુહબ્બત કરને વાલે નહીં હૈં. હાલાંકિ યહ બાત સહી નહીં હૈ. ક્યોંકિ અહલે સુન્નત, આલે બૈત કે સબસે અધિક યોગ્ય હૈં. ઔર વહી વાસ્તવ મેં ઉનસે મુહબ્બત કરને વાલે હૈં, લેકિન વે ઇસ બારે મેં અલ્લાહ કી શરીઅત કા ધ્યાન રખતે હૈં. ઉનકે અપને આપકો મારને કા વાસ્તવિક કારણ જિસકી રાફિઝા (શિયા લોગ) ઘોષણા નહીં કરતે હૈં વહ યહ હૈ કિ ઉન્હોં ને હુસૈન રઝિયલ્લાહુ અન્હુ કે સાથ ઉસ સમય વિશ્વાસઘાત કિયા ઔર ઉન્હેં અસહાય છોડ દિયા જબ વહ ઉનકે પાસ કૂફા તશરીફ લાએ. (અલ-બિદાયા વન્નિહાયા ૧૧/૫૩૦-૫૩૨) તથા ઇસી તરહ ઉન્હોં ને ઇસસે પહલે ઉનકે ચચેરે ભાઇ મુસ્લિમ બિન અકીલ બિન અબી તાલિબ કે સાથ વિશ્વાસઘાત કિયા ઔર ઉન્હેં અસહાય છોડ દિયા (અલ-બિદાયા વન્નિહાયા ૧૧/૪૮૪-૪૮૮) યહાં તક કિ ઇબ્ને ઝિયાદ ને ઉન્હેં કત્લ કર દિયા. અતઃ વે ઇસ દિન ઉન પર શોક પ્રકટ કરતે હુએ, તથા ઉનકે સાથ અપની કમી વ કોતાહી કે લિએ અપને આપકો દંડિત કરતે હૈં.

**હુસૈન રઝિયલ્લાહુ અન્હુ કે પ્રતિ રવૈયા :**

હુસૈન રઝિયલ્લાહુ અન્હુ કી શહાદત ઇસ્લામી ઉમ્મત પર બીતને વાલે સબસે મહાન સંકટોં વ આપદાઓં મેં સે હૈ, જિસકી વજહ સે મુસલમાન દુઃખી હોતે હૈ. લેકિન વે કેવલ વહી કામ કરતે હૈં જો અલ્લાહ ને ધર્મસંગત બનાયા હૈ, ઔર અલ્લાહ તઆલાને મુસીબત કે સમય ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલ્યહી રાજિઉન પઢના ધર્મ સંગત કરાર દિયા હૈ. અલ્લાહ તઆલા ને ફરમાયા :

" ઔર સબ્ર કરને વાલોં કો ખુશખબરી દે દીજિએ, કિ જબ ઉન પર કભી ભી કોઇ મુસીબત આતી હૈ, તો વહ બોલ ઉઠતે હૈં કિ હમ તો ખુદ અલ્લાહ કે લિએ હૈં ઔર હમ ઉસી કી ઓર લૌટ કર જાનેવાલે હૈં. ઉન્હીં લોગોં પર ઉનકે પરવરદિગાર કી તરફ સે રહમત ઔર ઇનાયતેં હૈં ઔર યહી લોગ હિદાયત યાફતા (સચ્ચે રાસ્તે પર) હૈં." (સૂરતુલ બકરા : ૧૬૬-૧૬૭)

તથા સહીહ મુસ્લિમ મેં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમસે વર્ણિત હૈ કિ આપને ફરમાયા : ''જિસ મુસલમાન કો ભી કોઈ મુસીબત પહુંચતી હૈ તો વહ ''ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન, અલ્લાહુમ્મઅ-જુરની ફી મુસીબતી વ અખલિફ લી ખૈરન મિન્હા'' (આર્થત : નિઃસન્દેહ હમ અલ્લાહ હી કે લિએ હૈં ઔર ઉસી કી ઓર લૌટને વાલે હૈં. એ અલ્લાહ ! મુઝે મેરી વિપત્તિ મેં અજ્ર વ સવાબ દે ઔર મુઝે ઉસસે બેહતર બદલા પ્રદાન કર.) કહતા હૈ તો અલ્લાહ ઉસે ઉસકી મુસીબત મેં અજ્ર વ સવાબ પ્રદાન કરતા હૈ, ઔર ઉસે ઉસસે બેહતર બદલા દેતા હૈ.'' (સહીહ મુસ્લિમ ૨/૬૩૧, હદીષ નં. ૯૧૮)

શૈખુલ ઈસ્લામ ઈબ્ને તૈમિય્યા રહિમહુલ્લાહને ફરમાયા : ''યહાં સબસે અચ્છી ઉલ્લેખનીય બાત યહ હૈ કિ ઈમામ અહમદ (૧/૨૦૧, હદીષ નં. ૧૭૩૪ શૈખ શુએબ અરનાઉત ને કહા હૈ ઈસકી ઈસનાદ બહુત ઝઈફ હૈ) તથા ઈબ્ને માજા (૧/૫૦૯, હદીષ નં. ૧૫૯૮ લેકિન યહ એક દૂસરે તરીક સે હૈ) ને ફાતિમા બિન્ત અલ હુસૈન સે ઉનકે બાપ અલ હુસૈન રઝિયલ્લાહુ અન્હુ કે માધ્યમ સે રિવાયત કિયા હૈ કિ ઉન્હોં ને કહા અલ્લાહ કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાયા : ''જો ભી મુસલમાન કિસી મુસીબત સે દોચાર હોતા હૈ, તો વહ અપની મુસીબત કો યાદ કરતા હૈ અગરચે વહ પુરાની હો ચુકી હો, ચુનાંચે ઉસ સમય વહ ''ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન'' પઢતા હૈ, તો અલ્લાહ ઉસકે લિએ ઉસ દિન કે સમાન (અજ્ર વ સવાબ) લિખતા હૈ જિસ દિન ઉસે મુસીબત પહુંચી થી.'' ઈસ હદીસ કો હુસૈન રઝિયલ્લાહુ અન્હુ સે ઉનકી બેટી ફાતિમાને રિવાયત કિયા હૈ જો ઉનકી શહાદત કે સમય ઉપસ્થિત થીં. અલ્લાહ કો યહ બાત માલૂમ થી કિ હુસૈન કે સાથ ઘટને વાલી આપદા કો લંબા સમય બીતને કે બાદ ભી યાદ કિયા જાયેગા, તો ઈસ્લામ કી અચ્છાઈયોં મેં સે યહ બાત થી કિ સ્વયં ઉન્હોંને હી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમસે ઈસ સુન્નત કો લોગોં તક પહુંચાયા. ઔર વહ યહ કિ જબ ભી ઈસ મુસીબત કો યાદ કિયા જાયે તો ''ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઉન'' પઢા જાયે તો ઈન્સાન કો ઉસી તરહ સવાબ મિલેગા જિસ તરહ કિ ઉસ દિન મિલા થા જિસ દિન મુસલમાનોં પર વહ મુસીબત આઈ થી. (અલ-ફતાવા ૪/૫૧૧-૫૧૨)

ઈસી તરહ આજકલ કુછ સંપ્રદાયોં કા ગાલોં કો પીટના, ગરીબાનોં કો ફાડના ઔર અપને આપકો યાતના દેના બિના કિસી સન્દેહ કે એક હરામ ઔર વર્જિત કામ હૈ, વૈધ મુહબ્બત ઔર પ્યાર સે ઉસકા કોઈ લેના-દેના નહીં હૈ. ઈબ્ને

રજબ રહિમહુલ્લાહ કહતે હૈ, ''જહાં તક ઉસે માતમ (શોક) કા અવસર બનાને કા સંબંધ હૈ, જૈસાકિ રાફિઝા લોગ ઉસકે અંદર હુસૈન બિન અલી રઝિયલ્લાહુ અન્હુ કે કત્લ કિએ જાને કી વજહ સે કરતે હૈં, તો વહ ઉન લોગોં કે કામોં મેં સે હૈ જિસકી સાંસારિક જીવન કી કોશિશ બેકાર હો ગઇ જબકિ વહ યહ સમઝતા રહા કિ વહ બહુત અચ્છા કામ કર રહા હૈ. જબ અલ્લાહ તથા ઉસકે રસૂલ ને પૈગંબરોં ઔર ઇશ્દૂતોં કી આપદાઓં વ સંકટોં ઔર ઉનકી મત્યુ કે દિનોં કો માતમ કે દિન બનાને કા આદેશ નહીં દિયા હૈ તો ફિર ઉનસે કમતર લોગોં કે બારે મેં યહ કૈસે સંભવ હૈ.'' (લતાયફુલ મઆરિફ (૧૧૩))

ઉન્હેં નહીં પતા કિ અલી બિન અલ હુસૈન, યા ઉનકે બેટે મુહમ્મદ, યા ઉનકે બેટે જાફર, યા મૂસા બિન જાફર રઝિયલ્લાહુ અન્હુમ કે બારે મેં યા ઉનકે અલાવા અન્ય માર્ગદર્શન કે ઇમામોં કે બારે મેં કુછ ભી નહીં જાના જાતા કિ ઉન્હોં ને ગાલ પીટે, યા ગરીબાન ફાડે યા ચીંખ પુકાર કિએ. ઉનકે બાપ અલી રઝિયલ્લાહુ અન્હુ ઉનસે બેહતર થે, વહ જુમા કે દિન સત્રહ રમઝાન સન ચાલીસ હિજ્રી મેં ફજ્ર કી નમાઝ કે લિએ જાતે હુએ કત્લ કર દિએ ગએ, લેકિન રાફિઝા ને ઉસે માતમ કા દિન નહીં બનાય. ઇસી તરહ ઉસમાન બિન અફફાન રઝિયલ્લાહુ અન્હુ અહલે સુન્નત વલ જમાઅત કે નિકટ અલી રઝિયલ્લાહુ અન્હુ સે બેહતર થે, ઉન્હેં સન છત્તીસ હિજ્રી જુલહિજ્જા કે મહીને કે તશ્રીક કે દિનોં મેં ઉનકે ઘર કા ઘેરાવ કરકે શહીદ કર દિયા ગયા, ઉનકે શહે રગ કો એક તરફ સે દૂસરે તરફ તક કાટ કર ઝબહ કર દિયા ગયા, પર લોગોં ને ઉનકી શહાદત કે દિન કો માતમ નહીં બનાયા, ઇસી તરહ ફારૂક ઉમર બિન ખત્તાબ રઝિયલ્લાહુ અન્હુ જો કિ ઉસમાન ઔર અલી સે અફઝલ (બેહતર) હૈં, ઉન્હેં મેહરાબ મેં ફજ્ર કી નમાઝ પઢ તે હુએ ઔર કુરઆન કી તિલાવત કરતે હુએ શહીદ કર દિયા ગયા, લેકિન લોગોં ને ઉનકે શહાદત કે દિન કો માતમ નહીં બનાયા, જિસ તરહ કિ યે લોગ હુસૈન રઝિયલ્લાહુ અન્હુ કે કત્લ કે દિન મેં કરતે હૈ.

ફિર યહ બાત ભી હૈ કિ ગાલ પીટના, ગરીબાન ફાડના ઔર આત્મ યાતના વર્જિત ચીઝેં હૈં જો જાયઝ નહીં હૈં, સહીહૈન (સહીહ બુખારી વ સહીહ મુસ્લિમ) મેં અબ્દુલ્લાહ બિન મસઉદ રઝિયલ્લાહુ અન્હુ સે વર્ણિત હૈ કિ ઉન્હોં ને કહા : અલ્લાહ કે પૈગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાયા ''જો વ્યકિત (મુસીબત કે સમય) ગાલોં કો થપ્પડ મારે, ગરીબાનોં કો ફાડે ઔર જાહિલિયત (અજ્ઞાનતા કાલ) કી પુકાર લગાએ વહ હમ મેં સે નહીં હૈ.''

(બુખારી ૧/૪૩૫, હદીષ નં. ૧૨૩૨, મુસ્લિમ ૧/૯૯, હદીષ નં. ૧૦૩)

તથા સહીહૈન (સહીહ બુખારી વ સહીહ મુસ્લિમ) મેં અબૂ મૂસા અલ-અશઅરી રઝિયલ્લાહુ અન્હુ સે વર્ણિત હૈ કિ ઉન્હોં ને કહા ''મૈં ઉસ ચીઝ સે બરી ઔર અલગ-થલગ હૂં જિસસે અલ્લાહ કે પૈગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને બરી ઔર અલગ-થલગ હોને કી ઘોષણા કી હૈ, અલ્લાહ કે પૈગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને (મુસીબત કે સમય) ચિલ્લાકર રોને વાલી, સિર મુંડવાને વાલી ઔર ગરીબાન ફાડને વાલી ઔરતોં સે અલગાવ ઔર સંબંધ-વિચ્છેદ કી ઘોષણા કી હૈ.''

(બુખારી ૧/૪૩૬, હદીષ નં. ૧૨૩૪, મુસ્લિમ ૧/૧૦૦, હદીષ નં. ૧૦૪)

તથા સહીહ મુસ્લિમ મેં અબૂ માલિક અલ-અશઅરી રઝિયલ્લાહુ અન્હુ સે રિવાયત હૈ કિ ''અલ્લાહ કે પૈગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાયા ''મેરી ઉમ્મત મેં ચાર ચીઝેં જાહિલિયત કે કામોં મેં સે હૈં જિન્હેં વે નહીં છોડેંગેઃ અપને વંશ પર ગર્વ કરના, દૂસરોં કે વંશ મેં દોષ લગાના, તારોં સે વર્ષા માંગના ઔર મરે હુએ પર નૌહા વ માતમ કરના (રોના-ધોના)'' તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફરમાયા ''નૌહા કરનેવાલી ઔરત યદિ અપની મૃત્યુ સે પહલે તૌબા નહીં કી તો કિયામત કે દિન ઉસે ઈસ હાલત મેં ઉઠાયા જાયેગા કિ ઉસકે ઉપર કોલતાર કા પોશાક ઔર ખુજલી કી ઓઢની હોગી.''

(સહીહ મુસ્લિમ ૨/૬૪૪, હદીષ નં. ૯૩૪)

શૈખુલ ઈસ્લામ ઈબ્ને તૈમિયાં ને ફરમાયા ''ઈસકે બારે મેં કઇ હદીસેં વર્ણિત હૈં, તો ભલા બતલાઓ ઉસ સમય કયા હુકમ હોગા અગર ઉસકે સાથ મોમિનોં પર અત્યાચાર કરના, ઉન પર ધિક્કાર કરના, ઉન્હેં બુરા ભલા કહના તથા મતભેદ ઔર અધર્મ વાલે લોગોં કા ઉસ ચીઝ પર સહયોગ કરના જિસકા વે ધર્મ કો બિગાડને કે લિએ કરતે હૈં ઔર ઈસકે અલાવા અન્ય ચીઝેં શામિલ હો જાએં જિન્હે અલ્લાહ હી શુમાર કર સકતા હૈ.

ઐ અલ્લાહ તૂ અપને નબી કે સાથિયોં (સહાબા) સે ખુશ હો જા ઔર ઉન્હેં ખુશ કર દે. ઐ અલ્લાહ તૂ હમેં ઉન લોગોં મેં સે બના જો ઉનસે દોસ્તી વ વફાદારી રખતે હૈં. ઔર હમેં ઉનકે સાથ બાગોં ઔર નહરોં મેં પ્રભુત્વશાલી બાદશાહ કે પાસ પ્રતિષ્ઠિત સ્થાન પર એકત્ર કર.

અલ્લાહ તઆલા મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉનકે પરિવાર, ઉનકી પત્નિયોં ઔર ઉનકી સંતાન પર દયા અવતરિત કરે.

(સૌજન્ય : www.islamhouse.com)

# કુર્આન કા પૈગામ આપ કે નામ

✦ ઉસ સે ઝાલીમ કૌન હૈ જીસે અલ્લાહ કી આયતેં દીખાઈ જાય ઔર વોહ ઉસે ના માને. (સુરઃ કહફ-૧૮, ૫૭ - સુરઃ જાસિયા-૪૫, ૬-૮)

✦ અલ્લાહ કો છોડ કર ઉસકે બંદોં કો મત પુકારો.
(સુરઃ આરાફ-૭, ૧૯૪-૧૯૭ - સુરઃ યુનુસ-૧૦, ૨૮-૩૬ - સુરઃ નહલ-૧૬, ૨૦-૨૧ - સુરઃ કહફ-૧૮, ૧૦૨)

✦ અલ્લાહ શીર્ક કરને વાલો કો કભી માફ નહી કરેગા.
(સુરઃ નીસા-૪, ૪૮, ૧૧૬)

✦ અકસર લોગ ઈમાન લાને કે બાદ ભી શીર્ક કરતે હૈં.
(સુરઃ યુસુફ-૧૨, ૧૦૬)

✦ અગર કોઈ નબી ભી શીર્ક કરતા તો ઉસકે આમાલ ભી બરબાદ હો જાતે.
(સુરઃ અનઆમ-૬, ૮૩-૮૮ - સુરઃ ઈસરા-૧૭, ૩૯ - સુરઃ ઝુમર-૩૯, ૬૫)

✦ સીર્ફ અલ્લાહ સે હી દુઆ માંગો ઔર વહી દુઆ કબુલ કરનેવાલા હૈ.
(સુરઃ બકરઃ-૨, ૧૮૬ - સુરઃ ઈબ્રાહીમ-૧૪, ૩૯ - સુરઃ ગાફીર-૪૦, ૬૦
સુરઃ શૂરા-૪૨, ૨૫-૨૬)

✦ સબ કે સબ અલ્લાહ કે સામને ફકીર ઔર મુહતાજ હૈં.
(સુરઃ ફાતીર-૩૫, ૧૫)

✦ મુર્દે યા જો કબરોમે હૈં, સુન નહી સકતે.
(સુરઃ નમ્લ-૨૭, ૮૦ - સુરઃ ફાતીર-૩૫, ૨૨)

✦ કીયામત કે દીન અપની મરઝી સે કોઈ કીસીકી સીફારીશ નહીં કર પાયેગા.
(સુરઃ બકરઃ-૨, ૨૫૫ - સુરઃ અનઆમ-૬, ૫૧,૭૦,૯૪ - સુહઃ યુનુસ-૧૦, ૩
સુરઃ મરીયમ-૧૯, ૮૭)

✦ ગૈબ કા ઈલ્મ શીર્ફ અલ્લાહ કે પાસ હૈ.
(સુરઃ આલેઈમરાન-૩, ૧૭૯ - સુરઃ માઈદા-૫, ૧૧૬ - સુરઃ અનઆમ-૬, ૫૯
સુરઃ હૂદ-૧૧, ૧૨૩)

✦ કીસી નબી કો ભી ગૈબ કા ઈલ્મ નહી થા.
(સુરઃ માઈદા-૫, ૧૦૯, ૧૧૬-૧૧૭ - સુરઃ હૂદ-૧૧, ૨૫-૩૧)

✦ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ભી ગૈબ નહીં જાનતે થે.
(સુરઃ આલેઈમરાન-૩, ૪૪ - સુરઃ અનઆમ-૬, ૫૦ - સુરઃ આરાફ-૭, ૧૮૮ સુરઃ અનફાલ-૮, ૬૦)

✦ અલ્લાહ અપને રસૂલોંમેં સે જીસકો જીતના ચાહતા હૈ ગૈબ કા ઈલ્મ અતા કર દેતા હૈ. (સુરઃ આલેઈમરાન-૩, ૧૭૯ - સુરઃ જીન-૭૨, ૨૬-૨૭ - સુરઃ હૂદ-૧૧, ૪૯ - સુરઃ યુસુફ-૧૨, ૧૦૨)

✦ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુદ અપને ફાયદે ઔર નુકસાનકા કોઈ ઈખ્તીયાર નહીં રખતે થે. (સુરઃ આરાફ-૭, ૧૮૮)

✦ સારે રસૂલ બશર (ઈન્સાન) થે. (સુરઃ હૂદ-૧૧, ૨૫-૨૭ - સુરઃ ઈબ્રાહીમ-૧૪, ૧૦-૧૧ - સુરઃ મુઅ્મીનુન-૨૩, ૨૩-૨૪, ૩૨-૩૪, સુરઃ હજ્જ-૨૨, ૭૫)

✦ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ભી એક બશર ઔર રસૂલ થે.
(સુરઃ ઈસરા-૧૭, ૯૦-૯૬ - સુરઃ કહફ-૧૮, ૧૧૦ - સુરઃ મુઅ્મીનુન-૨૩, ૩ સુરઃ ફુસ્સીલત-૪૧, ૬)

✦ અલ્લાહ ઔર ઉસકે રસૂલ કે મુકાબલેમેં બાપ, દાદા ઔર બુઝુર્ગો કે પીછે મત ચલો. (સુરઃ બકરઃ-૨, ૧૭૦ - સુરઃ માઈદાહ-૫, ૧૦૪ - સુરઃ લુકમાન-૩૧, ૨૧- સુરઃ અહઝાબ-૩૩, ૬૬-૬૮)

✦ સીર્ફ ગુમાન ઔર અટકલો કે પીછે મત ચલો. (સુરઃ અનઆમ-૬, ૧૨૮)

✦ અકસરીયત કે પીછે મત ચલો.
(સુરઃ અનઆમ-૬, ૧૧૬ - સુરઃ આરાફ-૭, ૩, ૭૦-૭૧)

✦ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કી ઈતાઅત હી નીજાત કા બહેતરીન ઝરીયા હૈ.(સુરઃ આલેઈમરાન-૩, ૧૨, ૩૧-૩૨, - સુરઃ નીસા-૪, ૫૯, ૬૪-૬૫, ૬૯, ૮૦, ૧૧૫ - સુરઃ માઈદાહ-૫, ૯૨ - સુરઃ અનફાલ-૮, ૨૦)

✦ જો અલ્લાહ ઔર ઉસકે રસૂલ દે બસ ઉસમે હી રાઝી રહો.
(સુરઃ અહઝાબ-૩૩, ૩૬ - સુરઃ હશ્ર-૫૯, ૭)

| ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર-કચ્છ દ્વારા પ્રકાશિત પુસ્તકો | | |
|---|---|---|
| ક્રમ | પુસ્તકનું નામ | લેખક |
| ૦૧ | સિરતુન્નબી (સ.અ.વ.) કિવઝ | અબુ વસીમ અ.રહીમ મુહમ્મદી |
| ૦૨ | ગુનાહે કબીરા | ઇમામ શમ્સુદ્દીન ઝહબી (રહ.) |
| ૦૩ | દુઆએં | મૌ. શાહીદ જામઇ 'રાજકોટી' |
| ૦૪ | સ્ત્રીઓના વિશિષ્ટ મસાઈલ | શૈખ સાલેહ અલ ફઉઝાન |
| ૦૫ | મીલાદુન્નબી અને મોહબ્બતે રસુલ (સ.અ.વ.) | ડો. ફઝલૂર્રહમાન મદની |
| ૦૬ | સીરતે નબવી અને ગેરઈસ્લામી વિચારો | મૌ. અબુલઆસ વહીદી |
| ૦૭ | નમાઝ ની સઝાવટ | મૌ. મુહમ્મદ ઇસ્માઇલ સામરોદી |
| ૦૮ | યા અલ્લાહ મદદ | હાફીઝ સલાહુદ્દીન યુસુફ |
| ૦૯ | અહમ દીની અસ્બાક | શૈખ અ.અઝીઝ બિન અબ્દુલ્લાહ બિન બાઝ |
| ૧૦ | રોઝાના મસાઈલ | મૌ. મુહમ્મદ ઇકબાલ કીલાની |
| ૧૧ | ઝકાતના મસાઈલ | મૌ. મુહમ્મદ ઇકબાલ કીલાની |
| ૧૨ | હજ્જ અને ઉમરાહના મસાઈલ | મૌ. મુહમ્મદ ઇકબાલ કીલાની |
| ૧૩ | ફઝાઈલે કુર્આન મજીદ (સંક્ષિપ્ત) | મૌ. મુહમ્મદ ઇકબાલ કીલાની |
| ૧૪ | દુઆ કે મસાઈલ | મૌ. મુહમ્મદ ઇકબાલ કીલાની |
| ૧૫ | શૈતાન કા ઈન્ટરવ્યુ | મુહસીન હિજાજી |
| ૧૬ | તફસીર સૂરઃ બકરહ | હાફીઝ સલાહુદ્દીન યુસુફ |
| ૧૭ | કલમાએ તૌહીદ કા મઅના... | મુહમ્મદ ઉમેર ટૌંકી |
| ૧૮ | મુસલમાન કા અકીદા | શૈખ મુહમ્મદ બિન જમીલ ઝૈનુ |
| ૧૯ | દીન કે તીન અહમ ઉસુલ | શૈખુલ ઇસ્લામ મુહમ્મદ અત્તમીમી |
| ૨૦ | એહલે સુન્નત વલ જમાઅત કા અકીદા | શૈખ મુહમ્મદ બિન સાલેહ અલ ઉષૈમીન |
| ૨૧ | તાવીઝ ગંડા શિર્ક છે | Ex. કેપ્ટન ડો. ઉસ્માની (લખનૌ) |
| ૨૨ | નબી (સ.અ.વ.) કી નમાઝ | શૈખ અબ્દુલ અઝીઝ બિન અબ્દુલ્લાહ બિન બાઝ રહ. |
| ૨૩ | જિન, જાદુ ઔર બીમારીઓકા ઈલાજ | સઈદ બિન અલી બિન વહફ અલ કહતાની |